કિંમત આપો અને લ્યો !

# ગુજરાતના ઈતિહાસનો

## ૩૯૯૨ સંક્ષેપ સાર.

વિદ્યાર્થીઓના ઉપયોગ સારૂ.


પ્રગટ કર્તા.

**કનૈયાલાલ મોતીલાલ મુનશી.**

સાંકડીશેરી લાખાપટેલની પોળ.



**આવૃત્તિ ૧ લી-પ્રત ૫૦૦**

अमदावाद—ॲंग्लो वर्नाक्युलर प्रिन्टिंग प्रेस.

સંવત ૧૯૪૫ સન ૧૮૮૯.

**કીંમત માત્ર નવપાઈ.**

પોસ્ટેજ જુદું.

३९९२

# ગૂજરાતના ઈતિહાસનો સંક્ષેપ સાર.

## રાગ લાવણીની રાહપર.

અસલઆપણા દેશ વિશે હતું,રાજ વલ્લભીપૂર મહા મો'હું,
ભાવનગરની ઉતર દિશાએ, વળા ગામ છે જ્યાં છોહું;
મો'ટા રજપુત રાજ તણી એ,રાજધાની તો મુખ્ય હતી,
ક્યારે વસ્યુંને લય પામ્યું, તે વાત તણી તો ખબર નથી;
સંવત બસેંના સૈકાથી, કંઈ લેખ જડયા તે રાજ તણા,
અરાઢ રાજાઓમાં છેલ્લા, પાંચ શીલાદીસ નહીં મણા;
છેવટ શીલાદીસ વેદ ધર્મીને, શીવ મારગમાં પ્રવીણ તે,
વલ્લભીપુરની ખબર એટલી, જુના લેખથી જાણી મેં.

## ચાવડા વંશ.

| નામ. | ઈ. સ. | ક્યારથી. | ક્યાંસુધી. | કેટલાવર્ષ. |
|---|---|---|---|---|
| વનરાજ | ઈ. સ. | ૭૪૬ | ૮૦૬ | ૬૦. |
| યોગરાજ | ઈ. સ. | ૮૦૬ | ૮૪૨ | ૩૬. |
| ક્ષેમરાજ | ઈ. સ. | ૮૪૨ | ૮૬૬ | ૨૪. |

| | | | | |
|---|---|---|---|---|
| ભુવડ | ઈ. સ. | ૮૬૬ | ૮૯૫ | ૨૯. |
| વીરસીંહ | ઈ. સ. | ૮૯૫ | ૯૨૦ | ૨૫. |
| રત્નાદીત્ય | ઈ. સ. | ૯૨૦ | ૯૩૫ | ૧૫. |
| સામતસિંહ | ઈ. સ. | ૯૩૫ | ૯૪૨ | ૭. |

## રાગ દોહરાની રાહપર.

વલ્લભીપુર જુનું હતું, વળા ગામની પાસ;
અરાઢ રાજા અનુક્રમે, શીલાદીત્યનો દાસ.
વલ્લભીપુર તુટયા પછી, પંચાસર પ્રખ્યાત;
જયશીખરી શાણો થયો, લઢીયો ભૂવડ સાથ.
ભૂવડરાયે હરાવીયો, પડયો રણની માંહ્ય;
રાણી રૂપસુંદ્રી ગઈ, ગીરનાર છે જ્યાંય.
સાળો વન મુકી આવીયો, મળી ભીલડી એક;
દાસ કરી રાણી તણી, પ્રગટયો કુંવર વિવેક.
વંન વિશે તે અવતર્યો, પડયું નામ વનરાજ;
જતી મળ્યા એક શીલગુણી, સફળ થયાં સૌ કાજ.
બારવટાં કરવા શીખ્યો, લુંટયા ભુવડના દાસ;
ઘોડા ને નાણું ઘણું, પડાવી લીધું પાસ.
* અણહીલપુર વસાવીયું, રાજધાનીનું સેહેર;

---

* અણહીલપુર પાટણ.

પ્રધાન ચાંપે વસાવીયું, રૂડું ચાંપાનેર.
સાઠ વર્ષ સુખ ભોગવ્યું, પછી થયો યોગરાજ;
ક્ષેમરાજ ભૂવડ પછી, વીરસીંહ વર્ષ સાત.
પછીને। રાય વખાણીએ, રત્નાદીત્ય શુભ રીત;
દેશ મધેથી કાઢીઆ, ઠગ ચોરો વીપરીત.
છેલ્લો નબળો જાણજો, સામતસિંહ પ્રખ્યાત;
દુર્ગુણી વ્યસની હતો, દેશ બધે વિખ્યાત.

## સોલંકી વંશ.

| નામ. | ઈ. સ. | ક્યારથી. | ક્યાસુધી. | કેટલાવર્ષ. |
|---|---|---|---|---|
| મૂળરાજ | ઈ. સ. | ૯૪૨ | ૯૯૭ | ૫૫. |
| ચામુંડ | ઈ. સ. | ૯૯૭ | ૧૦૧૦ | ૧૩. |
| વહ્લભસેન | ઈ. સ. | ૧૦૧૦ | ૧૦૧૦ | ૦. |
| દુર્લભસેન | ઈ. સ. | ૧૦૧૦ | ૧૦૨૨ | ૧૨. |
| ભીમદેવપેહેલો | ઈ. સ. | ૧૦૨૨ | ૧૦૭૨ | ૫૦. |
| કરણ. | ઈ. સ. | ૧૦૭૨ | ૧૦૯૪ | ૨૨. |
| સીદ્ધરાજ જયસિંહ | ઈ. સ. | ૧૦૯૪ | ૧૧૪૩ | ૪૯. |
| કુમારપાળ | ઈ. સ. | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧. |
| અજેપાળ | ઈ. સ. | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩. |

| | | | |
|---|---|---|---|
| મૂળરાજ બીજો (બાળમૂળ રાજ) | ઈ. સ. ૧૧૭૭ | ૧૧૭૯ | ૨. |
| ભીમદેવ બીજો [ભોળોભીમ] | ઈ. સ. ૧૧૭૯ | ૧૨૪૨ | ૬૩. |
| ત્રીભુવનપાળ | ઈ. સ. ૧૨૪૨ | ૧૨૪૪ | ૨. |

**રાગ દોહરાની રાહપર.**

સોલંકીમાં જાણજો, પેહેલો તો *મૂળરાજ;
†મામાનું મૂળ કાઢીને, આપે થયા અધિરાજ.
અધિરાજ આપે થતાં, ચઢી આવ્યા બે રાય;
અજમેર ને તૈલંગની, ફોજો જે કેહેવાય.
અજમેરને ધન આપીયું, તૈલંગ સાથ કર્યુ યુદ્ધ;
બાર્પ સેનાપતિ નાશીયો, પોતે હતો અબુદ્ધ.
ગ્રહરીપુને મારીયો, જે સોરઠનો રાય;
કચ્છલાખાની એ દશા, પો'ચાડી મૂળરાજ.

---

* તે કનોજનો રાજા ભુવનાદિત્યનો પૌત્રને રાજનો પુત્ર થાય. તેની માનુ નામ મીનળદેવી હતું.

† સામતસિંહ.

લાટ દેશ જીત્યા પછી, રૂદ્રમાહાલય ધામ;
માંડયું તેહ ચણાવવા, [પણ] પૂરું થયું નહી કામ.
પોતે જે કર્મો કર્યાં, ધોવા તેનું પાપ;
ઉત્તરથી બોલાવીયા +બ્રાહ્મણ આપો આપ.
કર્યાં દાન પોતે ઘણાં, જરા ઉમર થઈ જેહ;
સોંપી રાજ ચામુંડને, ભક્તિસાથ કર્યો નેહ.
તેર વર્ષ સુધી રહ્યો, ચામુંડરાજા રાજ;
ત્યાર પછી વલ્લભ થયો, બળીયાકાકા કાજ.
શીતળાથી તેતો મુઓ, થયું ચામુંડને દૂઃખ;
દુર્લભ રાજા સ્થાપીને, શુકલતિર્થ ગયો ભૂપ.
દેરાં બંધાવ્યાં દુર્લભે, પછી બેઠો ભત્રીજ;
નાગરાજનો પુત્ર તે, શુરવીર ભીમ કહીજ.
ભીમદેવના સમયમાં, આવ્યો *મહમદખાંન;
પ્રભાસપાટણ લુંટીયું, ધરમાંધ અભીમાન.
‡કંથકોટથી આવીને, લીધું પોતાનું રાજ;
શીંધપરે સ્વારી કરી, જસ મેળવીઓ સાજ.
કરી કરણની દોસતી, જે કાશીનો રાય;

+ તેઓ હાલ અવદીચ શહસ્ત્રથી ઓળખાયછે.
* ૧૦૨૪. ‡ કંથકોટના ખડમાં ભરાયો હતો ત્યાંથી નીકળી આવી.

ભોજરાજને જીતીયો, (પણ) કરણે કર્યો ×અન્યાય.
વીસળદેવ અજમેરનો, ચઢી આવ્યો ગુજરાત;
કારણ તેનું શું કહું, ન ગયો લઢવા સાથ.
ભીમદેવને પુત્ર ત્રણ, ક્ષેમ, કરણ, મૂળરાજ;
કરણે રાજ સુખ ભોગવ્યું, ક્ષેમ ગયો તપ કાજ.
ધંધુકા અસાવળા, અને વળી મેહેવાસ;
કોળી ઠાકોર વશ કર્યા, કરણે લસ્કર પાસ.
મોઢેરાની પાસ છે, કરણસાગર તળાવ;
પાંચ ગાઉના ફેરનું, વળી દેરાંને વાવ.
સિદ્ધરાજ નાનો હતો, જ્યારે ગુજર્યો બાપ;
મિનળદેવીયે ચલાવીયું, રાજ સ્વ આપોઆપ.
મિનળદેવીયે ખોદાવીયાં, તળાવ મો'ટાં એએ;
ધોળકામાં મલાવ છે, કેહેવત લોકો કેહે.
જયસિંહ નાનો હતો, ચઢીયો યશોવર્માન;
મંન મનાવ્યું મંત્રીયે, ન ગમ્યું એ રાજ્યાન.
સ્વારી કરવા માળવે, થતો હતો તૈયાર;
શહસ્રલીંગ ખોદાવવા, શરૂ કર્યું તે વાર.
સિદ્ધરાજ સામો થયો, ગયો માળવા દેશ;

× કરણે ધારાનગરીનો ભંડાર લુંટયો તેમાંથી ભીમને ભાગ આપ્યો નહી તે.

બાર વર્ષ યુદ્ધ આદર્યું, પકડયો રાજા બેશ.
†રૂદ્રમાળ પૂરો કર્યો, કુવા બનાવ્યા અધિક;
તલાવ દેરાં બાંધીયાં, કામ કર્યાં બહુ ઠીક.
રાખેંગારને મારીયો, જુનાગઢનો રાય;
રાણકદેવી હરી ગયો, એ ગુન્હો કેહેવાય.
રાણકદેવી સતી થઈ, +રાયે હણ્યા બે પુત્ર;
એ રીતે ખેંગારનું, ભાગ્યું છે ઘર સુત્ર.
સોરઠ કચ્છ તાબે કર્યાં, વળી અચળેશ્વર રાય;
માળવમાં આણો ફરે, સિદ્ધરાજ કેહેવાય.
દક્ષિણમાં પણ જાણજો, હદ કોલ્હાપુર પાસ;
માહા પ્રતાપી જાણજો, રાજા તો સિદ્ધરાજ.
(પણ) પુત્ર નહીં એથી કરી, રાજ ગયું ક્ષેમરાજ;
કુળ વિશે તે જાણજો, કુમારપાળ માહારાજ.
અગ્યારસેં તેંતાલીમાં, મર્ણ થયું સિદ્ધરાજ;
* કાહાનદેવની સ્હાયથી,(થયો)કુમારપાળ માહારાજ.

---

† મુળરાજનો ચણાવેલો અધુરો હતો તે.

+ રાણકદેવી સતી થઈ તે પેહેલાં સિદ્ધરાજે ગુસ્સામાં બે પુત્રને મારી નાંખ્યા હતા.

* તે કુમારપાળનો બનેવી થાય,

ગાદીપર બેઠા પછી, * શ્રાવક થયો એ શુદ્ધ;
આનરાય જખમી કર્યો, માળવ સાથ કર્યું યુદ્ધ.
કોકણ માળવો જીતીયો, વળી જીત્યા છે રાય;
ફોજો લઈને આવીયા, જે વઢવાને ચાય.
ત્રીસ વર્ષ સુખ ભોગવ્યું, પછી થયો જે રોગ;
રક્તપીત તે જાણજો, એણે કીધા ભોગ.
કુમારપાળ પછી થયો, ભત્રીજો અજેપાળ;
એ ધર્માંધી શૈવ હતો, જૈન ધર્મનો કાળ.

## અજેપાળ.

### રાગ હરિગિતની રાહપર.

† સાલ ચુમ્મોતેર ગાદી બેઠો. × સીત્તોતેર ગુજરી ગયો;
મારી કટારી કાળજામાં, પોળીયો વેરી થયો.
બાળરાજા ગાદી બેઠો, નામ તો મૂળરાજ છે;
નાયકિદેવિયે રાજ ચલાવ્યું, વરસ બે નીરધાર છે.
બાળમૂળના વખતમાંહી, ગોરી સ્હાબુદીન ધસ્યો;
રાજકાકા ભીમદેવે, હરાવ્યો તેથી ખસ્યો.
રાજ સોલંકીનીમાંહે, ÷ દ્વીતીય ભીમ પ્રખ્યાત છે;

---

* હેમાચાર્યના વચનથી રાજ મળ્યું માટે શ્રાવક થયો † ૧૧૭૪ × ૧૧૭૭ ÷ ભોળો ભીમ.

મુઆ લઢી એક બીજ સારૂ, વાત એ વીસ્તાર છે.
વીભ્હા કર્યો તો આબુરાજે, પૂત્રીનો પૃથુરાજથી;
તોએ માગી ભોળા ભીમે, આબુ પતિયે ના કથી.
સ્વારી કરી આબુ પરે તે, હરાવી અજમેર ધસ્યો;
ત્યાં મારી નાંખી સોમેશ્વરને, જય કરી ગુર્જર વસ્યો.
પણ દીલ્હીથી પૃથુરાજ ચઢીયો, વેર લેવા બાપનું;
ઘણું યુદ્ધ જોડી ભીમ સાથે, શૂર દેખાડ્યું આપનું.

## રાગ લાવણીની રાહપર.

માંહો માંહે લઢાઈ કરીને, રજપૂતો બહુ નરમ પડ્યા;
બેની લઢાઈમાં ત્રીજો જમે એમ,મુસલમાનો આવી અડ્યા.
પૃથુરાજને સ્હાબુદીન બે, સામા સામી ખુબ લઢયા;
માહામસ્તાના પૃથુરાજ પણ,‡સાલ બાણુંએ વઢી પડ્યા.
બારીલા રજપુત મુઆને, જીત કરી મુસલમાને;
દીલ્હી અજમેર કનોજ જીતી, ચઢી આવ્યા ગુર્જરસ્થાને.
કુતબુદ્દીને ગુર્જર લુંટ્યુ, સંને અગ્યાર્સેં ચોરાણું;
ક્રોધ ભરાણો ભીમ જાણે, અજમેરથી મુસલ હણું.
કુતબુદ્દીનને ભીમે માર્યો, ધાવાગ્યાને ધવાણો;
[પણ] સાહાબુદ્દીનની મદદ મળેથી,ભીમ ડુંગરમાં ભરાણો.

‡. ૧૧૯૨.

(વળી) મુસલમાનને હાંકી કાઢીને, ભીમ થયો જબરો રાણો;
કારણ તેનું એજ કહું કે, સોલંકી જબરા જાણો.
[પણ] સામંતોને મંડળીકોએ, બંડ કર્યાં બહુ ભીમ વખત;
જયતસીંહ સોલંકી રાણે, કબજ કર્યું અણહીલ તખ્ત.
બારએંશીએ પાટ બેઠો પણ, ચોથે ચોક પૂર્યોજ નથી;
ભીમે આવી જયત નસાડી, તખ્ત મેળવ્યું ઘણું મથી.
એ રીતે ભીમદેવ બોળા તો, પાટેથી ત્રણ વખત ઉઠયા;
કારણ તેનું રજપુતોપર, મૂસલમાનો ખુબ રૂઠયા.
પાળ ત્રીભોવન છેલ્લો રાજા, સોલંકી વંશી જાણો;
સંન બાર ચુંમાલી સાલે, વાઘેલા વંશ પરમાણો.

## વાઘેલા વંશ.

| નામ. | ઈ. સ. | કયારથી. | કયાંસુધી. | કેટલાવર્ષ. |
|---|---|---|---|---|
| વિસળદેવ. | ઈ. સ. | ૧૨૪૪ | ૧૨૬૨ | ૧૮. |
| અર્જુનદેવ. | ઈ. સ. | ૧૨૬૨ | ૧૨૭૫ | ૧૩. |
| સારંગદેવ. | ઈ. સ. | ૧૨૭૫ | ૧૨૭૯ | ૪. |
| કરણઘેલો. | ઈ. સ. | ૧૨૭૯ | ૧૩૦૪ | ૨૫. |

## રાગ લાવણીની રાહ.

રાય સોલંકી નરમ પડ્યાથી, વાઘેલાની વાર વધી;
વીસળદેવ વાઘેલે રાણે, કબજ કરી ગુજરાત બધી.

ભીમ વખત જ્યારે બંડ કર્યાતાં, સામંતોને મંડળીકે;
અર્ણોરાજે મદદ કરીતી, મૂળ વાઘેલા ખંડણીકે.
લવણ પુત્ર અર્ણોરાજાનો, ભીમ તણો પ્રધાન હતો;
રાય મંત્રી લઢી મુઆથી, લવણ થયો ધોળકેજ છતો.
વીરધવળ પ્રાક્રમી કુંવરે, ખંભાત, ગોધરા કર્યું કબજ;
મંત્રી પદ વણીકને આપી, રાજ ફેલાવી કર્યું અબજ.
વસ્તુપાળને તેજપાળ બે, વીરધ તણાં મંત્રી જાણો;
લઢવૈયાને રાજકાજમાં, ચતુર શુરાનર પરમાણો.
વીરધવળને પુત્ર હતા બે, *વીરમદેવને વીસળદેવ:
વડોવીરમમરાવીનાંખી,(†વસ્તુપાળે)પાટઠરાવ્યો+વીસળદેવ
×વજીરાત નાગડને આપી, નીરભય થઈ બેઠો પાટે;
બારચુંમાલી કેરી સાલે, ચઢી ફોજ પાટણ વાટે.

---

* તેને બાપ તથા કારભારીઓ જોડે બનતું નહોતુ તેથી તેને વીરમગામમાં રાખ્યો હતો.

† તે કારભારી હતો. રાણાનું મરણ થતાં તેણે વીરને હરાવી મારી નાંખી વીસળદેવને પાટે બેસાડયો.

× તેણે ભાઈ તરફનો ભય જવાથી નીમકહરામ થઈ વણીક પાસેથી વજીરાત લઈ નાગડબ્રાહ્મણને આપી. × વીસળદેવે.

સોલંકીના છેલ્લા રાજા, પાળ ત્રીભોવન નબળાને;
વીસળદેવની ફોજે કાહાડયો, મળ્યું રાજ પછી જબરાને.
વંશ વાઘેલા રાજા માંહી, વીશળદેવ પેહેલો જાણો;
કર્ણાટકના મ્હારાજાની, પુત્રી પરણ્યો એ રાણો.
વીસળદેવ પછી અર્જુન દેવ જે, તેર વર્ષ સુધી પાટ રહ્યો;
સારંગદેવ તે ચાર વર્ષને, કરણઘેલો છેલ્લોજ કહ્યો.

## વાઘેલા વંશનું રાજ જવાનું કારણ.

કરણઘેલાએ રાજ ખોયું તે, વાત કહું હવે વીસ્તારી;
માધવ કેશવ પ્રધાન તેનાં, લેઈ લીધી માધવ નારી.
માધવને માહા રીસ ચઢીને, વેર લેવાને મંન વસ્યું;
ગયો દીલ્હીએ માધવ પોતે, અલાઉદીનનું દીલધસ્યું.
ફોજ પાદશાહી લૈને આવ્યા, અલીફખાં ને નસરતખાં;
પાટણ ઉપર કરી ચઢાઈ, ગુર્જર લુટયું તરતજ ત્યાં.
ફોજ ચઢી પાદશાહી તેણે, ગુર્જરના બેહાલ કર્યા;
સેહેરો, ગામો ને ખેતરને, લુંટી લગડી બહુ કનડ્યા.
કરણઘેલો તે નાઠો પોતે, બાગલાણ જ્યાં છે દક્ષિણ;
પટરાણીને લઈ ગયા તે, મુસલમાનોને થઈ બક્ષીસ.
કરણરાજાની રાણી કમળા, પાદશાહની થઈ બેગમ;
દાનતબગાડીકરણેતેથી(માધવે)દેખાડયુંઆઆગમનીગમ.

કમળા દેવિની પુત્રી એક જે, દેવળદેવિ નામે હતી;
કરણરાયે તે પોતા પાસે, બાગલાણમાં રાખીતી.
પાદશાહાને ખબર થઈ તે, કમળાએ વાત વિસ્તારી;
બાગલાણપર ફોજ જઈને, માગી દેવળદે કુંવરી.
ગુર્જર રાજકુળ લાજ રાખવા, શુર થકી લઢીયો ભારી;
બળાત્કારે તોપણ લઈ જઈ, વડા કુંવરની કરી નારી.
વાઘેલાનું રાજ ગયું તે, કારણ સઘળું વીસ્તાર્યું;
ધાર્યું કરવા ગયો કરણ પણ, થઈ ગયું ખેર અણધાર્યું.






## ખાસ કેળવણીના ઉપયોગ માટે.

# હિંદનો ઇતિહાસ.

એ નામનું પુસ્તક હિંદ ભૂમીપર પ્રાચિન રાજાઓ, ગવરનરજનરલો, બીજા પરદેશી લોકોએ શું શું કાર્યો કર્યા, ક્યાં અગાડી, શું પરીણામ થયું, ક્યાંથી ક્યાં સુધી, કેટલા વરસ રહ્યા, તે સર્વ બાબત સંક્ષેપ વીવેચન સાથે સવીસ્તર સુદ્ધ અને સરલ ગુજરાતી ભાષામાં કે નાની ઉમ્મરના વિદ્યાર્થીઓ સેહેલી રીતે સમજી શકે તેવી ગોઠવણ કરી પૂરતા ગ્રાહક થયે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવશે. કીંમત માત્ર અગાઉથી **આના ત્રણ** અને પાછળથી **આના પાંચ** લેવામાં આવશે. દેશાવરવાળાને પોસ્ટેજ જુદું ને છુટક વેલ્યુપેબલ શીવાય મોકલવામાં આવશે નહીં.

| | |
|---|---|
| સાંકડીશેરી લાખા-<br>પટેલની પોળ.<br>અમદાવાદ. | **કનૈયાલાલ મોતીલાલ**<br>**મુનશી.**<br>પ્રગટ કર્તા. |